અગ્યાને છે જો તમારો મદેહ સાચો હોત તો તે આટના દિવસ સુધી ઘેર બેમી રહેત નહિ પણ પીયર ચાલી ગઇ હોત' તમે જેને ગેપ માની અદેહ કરી રહ્યા છો તે દોષ નહિ પણ ગુણ છે '

પવનકુમાર બધી નાત મમજી ગયા અને તેમનો મદેહ દૂર થયો તે પ્રહસ્તને કહેવા લાગ્યા કે, "મે એ મતીને દુખ આપી ઘણે પાપ કર્યું છે હવે હું મમરાગણમા જાઉ છુ પણ જો હું યુદ્ધમા માર્યો ગયો તો માગ હૃદયમા એ દુખનો મોટો મનો માટે રહી જશે પરતુ હવે એવો કોઈ ઉપાય છે કે જો હાગ હુ ાતભર ત્યા રહી પાછો આવી શકુ ? પ્રહસ્તે કહ્યું કે, હા ! હુ એવી વિદ્યા જાણુ છુ

આજે તો એરોપ્લેન વાયુયાન છે પણ પહેલાના આમાશમા ઉડવાની વિદ્યા હતી એ વિદ્યાની મહાયતાથી પ્રહસ્તની માથે પવનકુમાર જ્યા અજના રહેતી હતી ત્યા આવ્યા તે વખતે અજનાની તેની સખી કહી હી હતી કે, જેને તું તારુ મૌભાગ્ય ગણે છે તે તાગ પતિએ તાગ નાકન ન લઇને તારુ અપમાન કર્યું છે નારતમા તારો તે પતિ બહુજ દુષ્ટ છે હું તો એમજ વિચારુ છુ કે તે જરૂર યુદ્ધમા માર્યો જશે '

દાસી અને ગણીમા શુ અતર હોય છે તે અજના અને તેની દાસીની વાતચીત ઉપરથી જુઓ દાસીના કથનના ઉત્તરમા અજનાએ કહ્યું કે, "એમ કહે નહિ માગ પતિની યુદ્ધમા અવશ્ય જીત થશે હું તો તેમનો વિજય થાય એ જ ભાવના ભાવુ છુ "

દાસીએ કહ્યું કે, "જેણે તારું આટલુ મધુ અપમાન કર્યું છે તેની પણ જીત થાય એમ ચાહે છે ?"

અજનાએ જવાબ આપ્યો કે, "મા ! પતિના હૃદયમા મારા પ્રતિ મદેહ છે એ કારણે તેઓ મને દુશ્ચરિત્રા ધારે છે અને એ

કારણે જ મારા શુકન લીધાં ન હતા. દુશ્ચરિત્રાના શુકન સારાં ગણાતાં નથી. મારા પતિ એવા મહાપુરૂષ અને વીર છે કે તેમણે પિતાને યુદ્ધમાં જવા ન દેતા પોતે યુદ્ધમા ગયા તેઓ એવા વીર પુરુષ છે અને બાર વર્ષથી બ્રહ્મચર્યનું પાલન કરી રહ્યા છે. એટલા માટે જો એવા સચ્ચરિત્ર વીરપુરૂષની જીત નહિ થાય તો કોની જીત થશે ? ”

આ પ્રમાણે અંજના અને તેની દાસી વચ્ચે થએલી વાતચીત પવનકુમારે શાતચિત્તે સાંભળી અને સાંભળીને તે ગળગળા થઇ પ્રહસ્તને કહેવા લાગ્યા કે, “ હે મિત્ર! મેં આ સતીનો બહુ જ અપરાધ કર્યો છે, એટલા માટે તેને કવીરીતે મળવું ! ”

પ્રહસ્તે કહ્યુ કે “ થોડીવાર રાહ જુઓ ! ” આ પ્રમાણે કહી પ્રહસ્તે અંજનાના ઘરનું બારણું ખખડાવ્યું બારણાને કોઇ ખખડાવતુ જોઇ તે જોરથી બોલી ઉઠી કે, “ એ કોણ દુષ્ટ છે કે, જે કુમારને બહાર ગએલા જોઇ અત્યારે આવ્યો છે ? જે કોઇ હોય તે અહીથી જલદી ચાલ્યા જાઓ નહિ તો તારું મૃત્યુ થઇ જશે.”

પ્રહસ્તે જવાબ આપ્યો કે, “બીજું કોઇ નથી બીજો કોણ અત્રે આવવાની હિંમત કરે ! એ તો પવનકુમાર છે અને તેમની સાથે હું તેમનો મિત્ર પ્રહસ્ત છુ.” આ સાંભળી અંજના પ્રસન્ન થઇ પણ તેણીએ ખાત્રી કર્યા વિના ઘરના બારણાં ખોલ્યાં નહિ, પણ પહેલા પ્રકાશદ્વારા બારી વાટે ખાત્રી કર્યા બાદ જ તેણીએ ઘરનું બારણું ખોલ્યુ.

અંજનાએ અર્ઘ-પૂજા વડે પવનકુમારની આરતી ઉતારી અને પછી ‘ મેં તમને બહુ કષ્ટ આપ્યુ છે ’ એમ કહેવા લાગી.

પવનકુમારે અંજનાને કષ્ટ આપ્યું હતુ કે અંજનાએ પવનકુમારને કષ્ટ આપ્યુ હતુ ! વાસ્તવમા તો પવનકુમારે જ અંજનાને

કષ્ટ આપ્યુ હતુ તેમ છતા અજનાએ એમ ન કહ્યુ કે, તમે મને કષ્ટ આપ્યુ છે, પણ એમ કહ્યુ કે, " મે આપને બહુ કષ્ટ આપ્યુ છે અને તમે મારા કારણે જ બાર વર્ષ સુધી બ્રહ્મચર્યનું એક નિષ્ઠાપૂર્વક પાલન કર્યું મારા આ કષ્ટને આપ ક્ષમા આપો આજે આપનો સદેહ દૂર થયો છે એ જાણી મને બહુ પ્રસન્નતા થાય છે।"

પવનકુમાર અજનાને કહેવા લાગ્યા કે "હે સતી ! ક્ષમા કરો મે અજ્ઞાનને કારણે આપના જેવી સતી ઉપર પણ ખોટુ કલક લગા યુ મારા આ અપરાધને તમે ક્ષમા કરો।"

આખરે બન્નેનો સસાગસબધ થયો બન્નેએ બાર વર્ષ સુધી બ્રહ્મચર્યનુ પાલન કર્યું હતુ એટલા માટે પવનના વીર્યથી હનુમાનનો જન્મ થયો

કહેવાનો આશય એ છે કે, બ્રહ્મચર્યપૂર્વક મર્યાદિત જીવન ગાળવાથી સતાનો પણ બળવાન થાય છે એટલા માટે સતતિ નિયમનને માટે પવનકુમારનો આદર્શ દૃષ્ટિ સમક્ષ રાખવો જોઇએ.

જો તમે ભીષ્મ કે ભગવાન અરિષ્ટનેમિની માફક પૂર્ણ બ્રહ્મચારી રહી ન શકો તો પવનકુમારની માફક બ્રહ્મચર્યપૂર્વક મર્યાદિત જીવન તો ગાળી શકો છો કામવાસનાને કાબુમા રાખી શકાતી નથી એ ભાવનાનો ત્યાગ કરો, એ દુર્ભાવનાને કારણે જ વિષયવાસનાને વેગ મળે છે

કહેવાનો સારાશ એ છે કે, અત્યારે સતતિનિયમન કરવાની આવશ્યકતા અવશ્ય છે પરતુ સતતિનિયમન માટે આજે જે શસ્ત્રક્રિયા કે ઔષધનો ઉપાય બતાવવામા આવે છે તે સાચો ઉપાય નથી તે ઉપાય તો દરેક દૃષ્ટિએ લાભને બદલે હાનિકર્તા જ છે એટલા માટે એ હાનિકર્તા ઉપાયોને કામમા ન લેતા સતતિનિયમન માટે બ્રહ્મચર્યના અમોઘ ઉપાયને કામમા લેવો જોઇએ

બ્રહ્મચર્યના આ ઉપાયથી સંતતિનુ નિયમન થશે. જે સંતતિ થશે તે પણ સ્વસ્થ અને સબળ થશે અને તમે પણ સશક્ત રહી શકશો.

શસ્ત્રક્રિયા કે ઔષધના પ્રયોગદ્વારા સંતતિનુ નિયમન કરવાથી પોતાની હાનિ થવાની સાથે પરંપરાએ બીજાની પણ હાનિ થશે. આ સિવાય વર્ત્તમાન સમયમાં સ્ત્રીપુરુષની સમાનતાનો પ્રશ્ન ઉભો થવા પામ્યો છે. તો સ્ત્રીઓ તરફથી કદાચ એવો પ્રશ્ન પણ ઉભો થવા પામે કે, સંતતિનિયમન માટે અમારા ગર્ભાશયનું શા માટે ઓપરેશન કરવામાં આવે! પુરુષોને જ શસ્ત્ર કે ઔષધના પ્રયોગદ્વારા એના શા માટે બનાવવામા ન આવે કે તેમની દ્વારા સંતાનોત્પત્તિ જ થઈ ન શકે! તેમની ઉત્પાદક શકિતનોજ નાશ શા માટે કરી દેવામા ન આવે! જે કૃત્રિમ સંતતિનિયમનના ઉપાયોને કારણે ભવિષ્યમાં આવી ભયંકર સ્થિતિ ઉભી થવા પામે એ ઉપાયોને પહેલેથી કામમાં ન લેવા એ જ ઉચિત છે. કદાચ સરકાર પણ સંતતિનિયમન માટે એવા કૃત્રિમ ઉપાયો ને કામમાં લેવાનો કાયદો કરે તો પણ સરકારના એ કાળા કાયદાને માનવો કે નહિ! એ તો તમારી ઇચ્છા ઉપર જ આધાર રાખે છે. જો તમારી દષ્ટિએ પણ સંતતિનિયમનનાં કૃત્રિમ ઉપાયો અનુચિત છે તો એ ઉપાયોનો ત્યાગ કરો અને સંતતિ નિયમન માટે બ્રહ્મચર્યનો અમોઘ ઉપાય કામમાં લો તો તેમાં તમારું, સમાજનુ, અને દેશનુ કલ્યાણ છે.



વિલાયતી એ એમાં કોઇ તરફ રાગદ્વેષ ન રાખવો જોઇએ. ગાંધીજી ખાદી પહેરવા માટે જે કાંઇ કહે છે તેની વિરુદ્ધ જૈનદૃષ્ટિથી આ દલીલ કરવામા આવે છે. આપણે તો ગાંધીજીના કથન ઉપર અને આ દલીલ ઉપર તટસ્થ રહીને વિચાર કરવાનો છે.

એમ કહેવામાં આવે છે કે ખાદીમા જૂ પડે છે અને ખાદીને ધોવા માટે વધારે પાણી વાપરવું પડે છે. પરંતુ આ રીતથી આરંભસમારંભ જોવા લાગશુ તો અનેક અનીતિવાળાં કાર્યો થવા લાગશે. દૃષ્ટાતરૂપે એક માણસ કહે છે કે "હુ બ્રહ્મચર્ય પાળી શકતો નથી, પરતુ જો વિવાહ કરૂં તો આરભ થાય વિવાહ કરવાથી સંતતિ પણ થાય અને ધમાલમાં પડવું પડે. એથી આરંભ વધી જાય માટે રૂપીઓ બે રૂપીઆ આપીને વેસ્યાગમન કરી મારી કામવાસના તૃપ્ત કરી લઉં કે જેથી આરંભના પાપમાંથી બચી જાઉ." કોઇ માણસ આ પ્રમાણે કહે તો તમે તેને શુ કહેશો ? એમ જવાબ આપશો કે, તેમ કરવુ તે મહા પાપ છે. આ પ્રમાણે માત્ર દેખીતા આરંભને પકડી રાખવામાં આવે અને પરોક્ષરૂપથી મહા આરંભ વગેરે મોટા પાપ ન જોવામાં આવે તો નૈતિક જીવન છોડીને અનૈતિક જીવનમાં પડી જવું પડે. સંસારમાં જેટલા કૃત્યો થાય છે તે દરેકની સાથે પાપ અને પુણ્ય લાગેલાજ રહે છે પરંતુ દરેક દરેક કૃત્યમાં પાપ અને પુણ્યનુ વધતા ઓછાપણું જોવું જોઇએ.

જે કૃત્યથી વધારે પાપ થાય છે તે કૃત્યને પહેલુ જ તજવું જોઇએ. જે પ્રમાણે વેસ્યાગમન અને નૈતિક વિવાહના વિષયમા જોવામા આવે છે કે વેસ્યાગમન એ ભયંકર પાપ છે અને નૈતિક વિવાહ કરવા તે ભયંકર પાપ નથી. આ વાત કાપડના સંબંધમાં પણ વિચારો. જો તમે કાપડના વિષયમાં વિચાર કરશો તો વેસ્યા-

ગમનથી દેશને અને ધર્મને જેટલુ નુક્શાન નથી પહોંચ્યુ તેથી અધિક નુકસાન ચરબી લાગેલા કાપડની વપરાશથી થયુ છે પર પરાથી જોતા જેવી રીતે વેશ્યાગમનથી વધારે નુક્સાન થાય છે તેવીજ રીતે ચરબી લાગેલા કાપડથી પણ પરપરાથી વધારે નુક્સાન થાય છે આ દશામા જેવી રીતે આરભના ભાગના નીચે વિચાર કરતા વેશ્યાગમનને અલ્પ પાપ ભી માનવામા આવે છે, તેવી જ રીતે આરભના ભાગના નીચે ખાદીના સબધમા વિરુદ્ધ બોલવુ તે ઠીક છે કે નહિ તેનો વિચાર કરો

ચરબી લાગેલા કપડાને ધોવા માટે ઓછુ પાણી વપરાતુ હશે પરતુ તેથી પરપરાથી કેટલુ પાપ થાય છે તે તો જુઓ ખાદીને ધોવા માટે વધારે પાણી વપરાતુ હશે પરતુ ચરબી લાગેલા કાપડ કરતા ખાદીના કાપડથી પરપરાથી થતા પાપની સરખામણી કરો તો બન્ને વચ્ચેનો ભેદ સમજાશે

ભારત તરફ રાગ અને વિલાયત તરફ દ્વેષ શા માટે? એ વિષયમા કહુ છુ કે જૈન ધર્મ રાગદ્વેષ કરવાનુ તો પણ કહેતો નથી, પરતુ તમે સસારમા હોવાથી નૈતિક રાગદ્વેષથી નથી બચી શક્તા દૃષ્ટાતરૂપે તમે તમારા પુત્રને તમારો માનો છો, પરતુ પાડોશીના પુત્રને તમારો પુત્ર નથી માનતા દયા તો પાડોશીના પુત્ર ઉપર પણ રાખો છો છતા તેને તમારો પુત્ર નથી માનતા એ રીતે ભારત તમારો દેશ છે, તમે તેમાજ રહો છો, અને પોષણ પામો છો તેથી તમોને ભારત તરફ રાગ હોય તે સ્વાભાવિક છે

ભારત તરફ પ્રેમ રાખવો તેનો અર્થ એ નથી કે ઇગ્લેડ તરફ દ્વેષ રાખવો ભારત ઉપર પ્રેમ રાખવા સાથે ઇગ્લેડ ઉપર પણ દયા રાખવી જોઇએ આજે તે દેશ પણ ખરાબ થઇ રહ્યો છે તમે ત્યાનુ માલ વાપરો છો તેથી તે દેશ બીજા દેશનુ લોહી ચુસવાનુ

છૂટી શકે તો મહા આ બન્નેનો ત્યાગ કરો અને તમે કદાચ કપડાં ન પહેરતા હો અને નગ્ન રહેતા હો તો તો ઠીક છે પરંતુ તેમ નથી કરી શકતા તો મહા આ બન્નેનો ત્યાગ કરવો જોઇએ જે કપડામાં ચરબી લાગેલી હોય તે આરંભની દૃષ્ટિથી ત્યાજ્ય છે હું એમ નથી કહેતો કે ખાદી પહેરો એમ કહેવું તે જૈન સાધુની ભાષા નથી અમારો ઉપદેશ તો નિષેધાત્મક હોય છે જેમ સાધારણ માણસ એમ કહી શકે છે કે પાણી ગાળીને પીઓ પરંતુ અમે તેમ કહી શકતા નથી અમે તો એમ કહીએ ગાળ્યા વિનાનું પાણી ન પીવું આ પ્રમાણે ભાષામાં અંતર રહે છે અમારે સાધુઓને ભાષાનો વિવેક રાખવો જોઇએ દીક્ષાનો માર્ગ કરો કે જમાઇ કહો બન્નેનો અર્થ એક જ છે, પરંતુ એક વિવેકની ભાષા છે જ્યારે બીજી વિવેકવાળી ભાષા નથી આ પ્રમાણે કહેવામાં અર્થ એક હોવા છતાં ભાષાની દૃષ્ટિએ અંતર થઇ જાય છે તેથી હું તો એમ કહું છું કે ચરબી લાગેલું કાપડ ત્યાજ્ય છે

ગાંધીજી એક તો એ કહે છે કે ‘ખાદી પહેરો,’ અને બીજું એ કહે છે કે “રેંટિયો કાંતો” એમનો કહેવાનો આશય છે કે જ્યારે હું ખાદી પહેરવાનું કહું છું ત્યારે ખાદી કાંઇ આસ્માનમાંથી આવશે નહિ ખાદી ઉત્પન્ન કરવા માટે રચનાત્મક કામ કરવું પડે છે અને ત્યારેજ ખાદી મળી શકે છે જ્યારે રેંટિયો ચલાવવામાં આવે ત્યારેજ ખાદી બની શકે છે રેંટિયો કાંતવાથી ખાદી બને છે અને કાપડના કારણે દેશના જે પૈસા પરદેશમાં ઘસડાઇ જાય છે તે પણ બચી શકે છે આમ કરવાથી ચરબી લાગેલા કાપડ માટે થતી હિંસાથી પણ બચી જશો અને સાથે સાથે જે પૈસા વિદેશમાં જઇ પાપના માર્ગમાં ખર્ચાય છે તે પૈસા દેશમાં રહેશે અને તેનાથી ગરીબોનું પાલન થશે રેંટિયા માટે ગાંધીજીનું આ કથન છે હવે આ કથનને જૈન દૃષ્ટિથી જોઇએ

એમ કહેવામાં આવે છે કે ગાંધીજી જૈનના મહાવ્રતધારી નથી. ગાંધીજી એમ કહેતા પણ નથી કે "હું મહાવ્રતધારી છું" પરંતુ મારા માટે એમ કહી શકાય કે તમે તો "મહાવ્રતધારી છો અને તેથી તમારે જૈનદૃષ્ટિથી રેંટિયાનો નિષેધ કરવો જોઇએ. કારણ કે રેંટિયો ગુંજારવ કરીને ફરે છે અને તેથી જીવોની હિંસા થાય છે. આ માટે તમારે તો એવો ઉપદેશ આપવો જોઇએ કે રેંટિયો ન કાંતવો." એ પ્રમાણે કહી શકાય પરંતુ એ ઉપદેશ ત્યારેજ આપી શકાય કે જ્યારે તમે કોઇ કપડા ન પહેરતાં હો. કપડા પહેરવાનું તમે છોડી શકતા નથી અને એવી સ્થિતિમાં તમોને રેંટિયો ન કાંતવાનુ કહેવું એ તો બીજા મહા પાપમાં નાખવાનું થાય દાખલા તરીકે કોઇ બાઇને એમ કહેવામાં આવે કે "તમો ઘંટી ફેરવવી બંધ કરી દ્યો" આ ઉપદેશ હું આપી શકું, પરંતુ તે બાઇને લોટનો ખોરાક બંધ થયો નથી, તેથી ઘંટી ફેરવવી બંધ કરી દેશે તો મશીનથી ચાલતી ઘંટીનો આશ્રય લેશે અને તેમ કરીને અલ્પારંભમાંથી મહા આરંભમાં પડશે પરંતુ જો હું એમ ઉપદેશ આપું કે મીલનો દળેલો લોટ ખાવાનું છોડી દ્યો તો એ બહેન કહેશે કે હું મીલનો લોટ ખાવાનું છોડી દઉં તો મારે ઘંટી ફેરવવી પડશે. આ પ્રમાણે મીલમા દળેલા લો[illegible]ખાવાનો ત્યાગ કરવાથી તેને ઘંટી ફેરવવી પડશે તો તે પ[illegible]. શું મને લાગશે? ત્યારે મારે મીલમાં દળેલા લોટનો ઉપયોગ છોડી દેવાનો ઉપદેશ આપવો પડે ત્યારે મીલ અને ઘંટી એ બન્નેથી થઇ રહેલાં પાપમાં શું અંતર છે તે બતાવવું પડશે. એમ કહેવું પડશે કે મીલમાં દળેલા લોટમાં અને ઘંટીથી દળેલા લોટમાં નૈતિક દૃષ્ટિએ એ જાતનુ અંતર રહે છે કે, જેવું અંતર ઘી નીકળેલા દૂધ અને ઘી નીકળ્યા વગરના દૂધ વચ્ચે હોય છે. દેખાવમાં તો બન્ને દૂધ એક સરખા રંગનાં લાગે છે પરંતુ ખરીરીતે બન્નેમાં ફરક છે. આ

પ્રમાણે જ યંત્રથી ચાલતી ચક્કી અને હાથચક્કીમા જે આરંભ થાય છે તેમા ઘણા મહાન અને થોડા આરંભનું અંતર રહે છે આવી જ રીતે નૈતિક પારમાર્થિક દૃષ્ટિએ જોઇને મીલમા બનેલા લોટ ખાવાનું છોડી દ્યો ચરબી લાગેલું કાપડ, ચરબીથી બનેલું ઘી, વેચાતા લીધેલા દૂધ અને દહિં વગેરે છોડી દેશો તો તમારા દયામા અભિમાન કોઇ જુદુ જ મહત્ત્વ દેખાશે આ પ્રમાણે જ્યારે મહા આરંભથી બચવાનું હોય છે ત્યારે તે સ્થિતિમા અલ્પારંભ સિવાય કોઇ માર્ગ રહેતો નથી અલ્પારંભથી ત્યારે જ બચી શકાય કે જ્યારે લોટ વગેરે વસ્તુઓ ઉપભોગમા લેવાનું છોડી દેવામા આવે આજ પ્રમાણે ગાંધીજી પણ કહે છે કે જો ખાદી પહેરવી હોય તો રેંટિયો કાંત્યા સિવાય બીજો માર્ગ નથી જો રેંટિયો નહિ કાંતો તો પછી મીલનું શરણ લેવું પડશે અને તેથી એ વિચારવું આવશ્યક છે કે મીલમા આરંભ વધારે કે રેંટિયામા? મીલમા વધારે આરંભ થાય છે એ વાતનો કોઇ ઇનકાર કરી શકશે નહિ રેંટિયો કાંત્યા સિવાય જેમા વધારે આરંભ થાય છે તે મીલ બંધ થઇ શકતી નથી, અને મીલ બંધ થયા સિવાય મહા આરંભ અટકી શકે નહિ

ગાંધીજી વણિક છે, વ્યાપારી છે તેઓ એવી વાત બતાવે છે કે જેમા થોડો ખર્ચ થાય અને લાભ વધારે થાય અને તેથી જ તેઓ તમને મહા આરંભથી છૂટવાનું કહે છે તમે વ્યાપાર કેવો પસંદ કરશો? જેમા થોડો ખર્ચ થાય અને લાભ વધારે થાય તે પસંદ કરશો કે, જેમા થોડો લાભ થાય અને ખર્ચ વધારે થાય તે પસંદ કરશો? જો તમે વ્યાપાર છોડી દો તો તો જુદી વાત છે પરંતુ તમે ગૃહસ્થ છો અને વ્યાપાર છોડી શકતા નથી અને અમે પણ તમને ભીખ માગવાનું કહી શકતા નથી જો કોઇ સાધુ આવો ઉપદેશ આપે તો તેને માટે એમજ કહેવાય કે તે સાધુ અજ્ઞાન છે આ પ્રમાણે જ્યારે ભીખ માગીને ખાવું નથી ત્યારે વ્યાપાર સિવાય

બીજો કયો માર્ગ રહેશે ? ખેતી, વ્યાપાર વગેરે નૈતિક ઉપાયોથી જીવન નભી શકે છે. તેથી હું એમ નથી કહી શકતો કે તમે એ બધુ છોડીને ભીખ માગો. પરંતુ એમ કહી શકું કે **પંદર કર્મા-દાનનો ત્યાગ કરો.** આ પ્રમાણે ગાંધીજીના કહેવામાં રેંટિયાના આશ્રયથી મીલથી થતા પાપનો ત્યાગ થાય છે. અલ્પારંભથી આજીવીકા ચલાવી મહા આરંભથી બચે તેમાં શુ ખરાબ થાય છે ? જૈન દૃષ્ટિથી એવા કૃત્યને કેમ ખરાબ કહી શકાય ? કોઇ એમ પૂછશે કે રેંટિયો કોઇએ કાંત્યો હોય તેવું વર્ણન શાસ્ત્રોમા આવ્યુ છે ? એને માટે એમ કહેવાનું છે કે તે માટે તમે શાસ્ત્રના દાખલા તપાસો તો મળી શકશે

શંકરભાષ્યમાં જે કાંઇ કહેવામાં આવ્યું છે તે દૃષ્ટિ સન્મુખ રાખીને જૈન શાસ્ત્રો તરફ નજર કરશો તો જૈન શાસ્ત્રનુ મહત્ત્વ જાણી શકશો. શંકરભાષ્યમાં અર્થવાદના ત્રણ ભેદ બતાવ્યા છે. અનુવાદ, ગુણવાદ અને ત્રીજો સદ્‌ભૂત અર્થવાદ. જે વસ્તુ બીજા પ્રમાણથી પ્રસિદ્ધ છે તે વસ્તુના ગુણદોષ કહેવા, તે અનુવાદ છે. જેમ કોઇ કહે કે અગ્નિ શીતળતા મટાડે છે, પાણી તરસ છીપાવે છે આ બન્ને વાતો અનાદિથી પ્રસિદ્ધ છે, તેથી આ પ્રમાણે કહેવું તે અનુવાદ છે બીજો ભેદ ગુણવાદ છે જેમ કોઇ સ્ત્રીને ચંદ્રમુખી કહેવામાં આવે, જો કે તેનુ મોહું ચંદ્ર હોતું નથી, પરંતુ તેના મોઢા ઉપર શીતલતા અને સૌમ્ય હોવાને કારણે ચંદ્રની શીતલતા અને સૌમ્યતાનો અનુસાર બતાવવામાં આવે છે ચંદ્રમાં રહેલી શીતલતા અને સૌમ્યતાને લઇને સ્ત્રીને ચંદ્રમુખી કહેલી છે, તેથી તે ગુણવાદ છે. ત્રીજો સદ્‌ભૂત અર્થવાદ છે જેમ કોઇ માણસ કહે કે સ્વર્ગ અને નરક નથી, પરંતુ તેને એમ પૂછવામા આવે કે તેનુ શુ પ્રમાણ છે, તો તે કહેશે કે કોઇ જોઇ આવ્યુ છે ? તેના જવાબમા એમ કહેવામા આવે કે, સ્વર્ગ અને નરક નથી એ શું તમે જોઇ આવ્યા છો ? જો નથી જોઇ આવ્યા, તો પછી નિષેધ

શા માટે કરો છો? આ પ્રશ્નના જવાબમાં પૂછનારે કહેવું જોઈએ કે સ્વર્ગ અને નરક છે તેના સદ્ભૂત પ્રમાણ છે બીજા કોઇપણ પ્રમાણના વિષયમાં સંદેહ થઇ શકે પરંતુ શાસ્ત્રના વિષયમાં કોઇ પ્રકારનો સંદેહ નથી થઇ શકતો અને જ્યારે તમે, સ્વર્ગ અને નરક છે જ નહિ એમ જોઇ આવ્યા નથી, તો તમે કયા પ્રમાણથી સ્વર્ગ અને નરકનું ખંડન કરો છો? જે વીતરાગના શાસ્ત્ર છે તે સદ્ભૂત પ્રમાણ છે આ પ્રમાણે જે વાત વગર, બીજા પ્રમાણનું ખંડન નથી કરી શકાતું તેનું પ્રતિપાદન વીતરાગભાષિત શાસ્ત્રોમાં છે, તે વાત સદ્ભૂત અથવા ૦ છે આ પ્રમાણે શાસ્ત્રને માટે પણ જુઓ કે ગાંધીજીએ શાસ્ત્રમાં રેંટિયાનું કોઇપણ પ્રમાણ મળે છે કે નહિ?

ગાંધીજી રેંટીયો કાંતવાનું કહે છે તેથી હું તે કાર્યને આરંભ રહિત છે તેમ નથી કહેતો પરંતુ જે વાત જેવા સ્વરૂપમાં છે તેવા સ્વરૂપમાં બતાવવી જોઇએ પૂજ્યશ્રી શ્રીલાલજી મહારાજ જ્યારે કાઠિયાવાડમાં બિરાજતા હતા ત્યારે નાનાલાલ કવિ અને દર્શક? પૂજ્યશ્રી તેઓને મળ્યા હતા તેઓએ પૂજ્યશ્રીને ગાંધીજીના વિચારો કહેલા હતા આ સમય પહેલા પૂજ્યશ્રીએ ગાંધીજીના વિચારો સાંભળ્યા ન હતા પરંતુ ગાંધીજીના વિચારો સાંભળ્યા પછી તેઓશ્રીએ કહ્યું હતું કે "આ વિચારો તો માન ક યના છે આમાં ગાંધીજી શું નવીન કહે છે?" આ પ્રમાણે જે વાત સાચી હતી તેનો પૂજ્યશ્રીએ પણ સ્વીકાર કર્યો હતો આ પ્રમાણે જે વાત સત્ય છે તેને તો હું સત્ય કહીશ અને અસત્ય હશે તેને અસત્ય કહીશ એમ સ્વાભાવિક જ કહીશ નહિ

સૂયગડાંગ સૂત્રના બીજા શ્રુતસ્કંધના છઠ્ઠા ઉદ્દેશાના નિર્યુક્તિકારે જે વર્ણન કર્યું છે, અને તેના ટીકાકારે જે સ્પષ્ટીકરણ કર્યું છે તેમાં આદ્રકુમારની કથા આવે છે તે કથામાં કહ્યું છે કે —

આર્દ્રકુમાર મુનિ થઇ ગયા હતા અને એક જગ્યાએ ધ્યાન ધરીને ઉભા હતા. ત્યા નજીકમા કેટલીક બાળાઓ રમતી હતી જેમાં શ્રીમતી નામની એક પૈસાદારની પુત્રી પણ હતી. એ બાળાઓ દોડી દોડીને થાંભલો પકડીને કહેતી હતી કે "આ અમારો પતિ છે." શ્રીમતીએ આર્દ્રકુમારને માટે એમ ન જાણ્યુ કે આ મનુષ્ય છે. આર્દ્રકુમાર અંધારામાં ઉભા હતા તેથી શ્રીમતીએ દોડીને તેને થાંભલો સમજીને પકડી લીધા અને કહેવા લાગી કે, "આ મારા પતિ છે" તેની સખીઓ કહેવા લાગી કે, "તુ ઠગાઇ ગઇ, તે થાંભલો નથી; પરતુ પુરુષ છે." કથામાં એમ પણ કહ્યું છે કે શ્રીમતી પૂર્વભવમાં આર્દ્રકુમારની પત્ની હતી. પૂર્વ ભવના સંસ્કાર પણ રહે છે તેથી શ્રીમતીએ હઠ પકડી કે, "હવે આ પુરુષ મારા પતિ છે." શ્રીમતી હઠ પકડીને ત્યા બેસી ગઇ તે હકીકત સાંભળીને તેના પિતા શ્રીમતીને સમજાવવા માટે ત્યાં આવ્યા અને અને શ્રીમતીને ખૂબ સમજાવી કે, "આ તારા યોગ્ય પતિ નથી, તેમજ મારા ઘરને લાયક જમાઇ નથી." શ્રીમતીએ પિતાની વાત ન માની છેવટે તેના પિતાએ વિચાર્યું કે "વિવાહ તો તે કરવાની છે, તો હુ નકામી હઠ શા માટે કરૂં ? અને તેને શા માટે રોકું ?" શ્રીમતીની દરેક રીતે પરિક્ષા કર્યા પછી તેના પિતાએ તેની ઇચ્છા મુજબ વર્તવાની છુટ આપી. તે વખતે ત્યાં સુવર્ણ મહોરોની વૃષ્ટિ થઇ. ત્યાના રાજા સુવર્ણ મહોરો જોઇને લલચાયા, અને મહેરો લેવા લાગ્યા, પરંતુ દૈવી કોપ થયો અને તેથી રાજાને શાંત થવુ પડયુ. આ સઘળુ દેખીને આર્દ્રકુમાર વિચારવા લાગ્યા કે, "જેની સહાયતા દેવતા કરે છે અને જે મને આ રીતથી ચાહે છે તેનો કેવી રીતે અસ્વીકાર કરવો ?" આ પ્રમાણે વિચારીને તેણે શ્રીમતીને કહ્યું કે "હું દેવતાઓથી પણ મોહિત ન્હોતો થઇ શકતો, પરંતુ તારી સરલતા અને પ્રેમથી હુ મોહિત થયો છું તારા નિશ્ચયે મને

વિકારી બનાવશે. તેથી મારે માટે તો રેંટિયો કાંતવો અને તેની સહાયતાથી જીવન વીતાવવું એજ સારૂં છે. રેંટિયાની સહાયતા લેવાથી મારા શિયળનું પણ રક્ષણ થશે અને મારો ધર્મ પણ રહેશે; ઉપરાંત મારી આજીવિકા પણ ચાલશે. જો હું બીજા કામમાં નું થાઇને રેંટિયો થોડો કાંતીશ તો મને ખાવાનું પણ થોડું મળશે. જો મારે વધારે ખાવાની ઇચ્છા થાય તો મારે રેંટિયો વધારે વખત કાંતવો પડશે તેથી હું મારો વખત બીજી રીતે વીતાવી શકીશ નહિ. અને તેમ થવાથી વિકારોથી બચી જઇશ ”

હું જે શબ્દો કહી રહ્યો છું તે કથામાં નથી. પરંતુ જેવી રીતે બીજથી વૃક્ષનો વિસ્તાર થાય છે તેવીજ રીતે મૂલ વાતનો આ વિસ્તાર છે. શ્રીમતીએ વિકારોથી બચવા માટે રેંટિયાનો આશ્રય લીધો. આજે વિધવા સ્ત્રીઓ ગમે તેટલું ખાવા પીવા જશે તો કોઇ પણ તેની નિંદા કરશે નહિ, પરંતુ જો તે રેંટિયો કાંતવા માંડશે તો તેની નિન્દા કરશે. મતલબ એ છે કે શ્રીમતીએ સાદું જીવન જીવવા માટે રેંટિયાનો સ્વીકાર કર્યો હતો. આજે ગાંધીજી સાદુ જીવન જીવવા માટે રેંટિયાનો સ્વીકાર કરવાનું કહે છે, તો તેમાં જૈનદ્રષ્ટિથી નુકશાન થાય છે? જે વસ્તુથી અહિંસાનું પાલન થતું હોય અને મહા આરંભથી છુટાતું હોય તે વસ્તુ જો કોઇ સ્વીકારે એ જૈનદ્રષ્ટિથી વિરૂદ્ધ નથી અને કદાચ કોઇ અહિંસાની વિરૂદ્ધમાં કોઇ વાત કહે તો તેનો અસ્વીકાર કરવો જોઇએ. પછી તે વાત કરનાર ગમે તે હોય. જે વાત અનુચિત હોય તેનો વિરોધ કરી શકાય. વાસ્તવિક વાતોને માન્ય રાખી શકાય અને અવાસ્તવિક વાતોનો તો વિરોધજ કરવો જોઇએ.

ખાદી પહેરવાનો અને રેંટિયો કાંતવાનો ઉપદેશ આપનાર ગાંધીજીની હજીસુધી મારે મુલાકાત થઇ નથી. દિલ્હીમાં તેની

મુલાકાતની ઝવેરીઓએ ગોઠવણ પણ કરી હતી, પરંતુ અનાયાસ તેમને એક કામ આવી પડ્યુ તેથી તેમના મ ત્ર પુરુષોએ કહ્યુ કે મહાત્માને મળવાની ગાંધીજીને વણી ઇચ્છા છે પરંતુ અત્યારે જો ત્યાં આવે તો બીજા કાર્યો અટકી પડે છે તેથી તમે જેમ કહો તેમ કરીએ અંતે ઝવેરીઓને કહ્યુ પણ અમે દેશના કાર્યને નુકશાન પહોંચાડવા નથી ઇચ્છતા આ રીતે ગાંધીજી સાથે મારે રૂબરૂ મુલાકાત ન થઇ શકી, પરંતુ તેમના સિદ્ધાંતો હુ જોઉ છુ ભગવાન મહાવીરને પણ સાક્ષાત જોયા નથી છતા તેમના સિદ્ધાંતો તો જોઇએ છીએ અને એ સિદ્ધાંતો વડે ભગવાન મહાવીરને માનીએ છીએ જે પુરુષ પોતાનું સર્વસ્વ ત્યાગીને અહિંસાના પ્રચારમાં લાગી જાય છે તેને મહાપુરુષ તરીકે ઓળખાવામા આવે છે

ગાંધીજીએ પોતાનો સાંસારિક આનંદ અને ધીકતી કમાણીવાળા બેરીસ્ટરનો ધંધો છોડી દીધો અને અહિંસાના પ્રચારમા આખી જનતાના કલ્યાણમા પોતાનુ જીવન વીતાવી રહ્યા છે આવા પુરુષ કોઇ અયોગ્ય વાત કહે તેમ કેવી રીતે કહી શકાય? તેમના કથનનો કેવી રીતે વિરોધ કરી શકાય? આજે ગાંધીજી સંસારમા મહાપુરુષ માનવામા આવે છે અમેરિકાના વડા પાદરીએ પણ કહ્યુ છે કે સંસારમાં આ સમયે સૌથી મોટા પુરુષ મોહનદાસ કરમચંદ ગાંધી છે

અમેરિકામા રહેવાવાળા સેંકડો ખ્રિસ્તી ધર્મ પાળે છે છતા પણ તેઓ ગાંધીજીને મહા પુરુષ માને છે, તો પછી તમા તો ગાંધીજીએ અહિંસાનો પ્રચાર કર્યો છે અને આ કાઠિયાવાડમા તો તેમનો જન્મ થયો છે તેથી ભારતમા અને કાઠીયાવાડમા ગાંધીજીને શુ કામ નહિ માનવામા આવે? ભારત અને ખાસ કરીને કાઠિયાવાડો માટે તો એ ગૌરવની વાત છે કે તમારે ત્યા જન્મેલા એક પુરુષ ... તો ઉન્નતિને ... દાયું છે જેનામા જે ગુણ હોય તે ગુણોને

ગ્રહણ કરવા જોઇએ. મોટા માણસો કે જેઓ મોટા નામ રાખીને દુર્ગુણોનો પ્રચાર કરે છે તેની સાથે આપણે કોઇ સંબંધ નથી.

મતલબ એ છે કે, ગાંધીજી અહિંસાને માટે જે કાંઇ કહે છે તે જૈન ધર્મને પુષ્ટિ આપે છે. તમારે અહિંસાની વાતનો સ્વીકાર કરીને હિંસાનો ત્યાગ કરવો જોઇએ. જ્યાંસુધી તમે ગૃહસ્થ છો ત્યાંસુધી મહા આરંભ છોડવા માટે અલ્પારંભનો આશ્રય લીધા સિવાય ચાલી શકતુ નથી જેમ કોઇ માંસાહારીને માસ છોડવાનું કહેવામાં આવે તો તે વખતે તેને એમ ન કહી શકાય કે તારે ભૂખે મરવું. પરંતુ એમ કહી શકાય કે તારૂં જીવન શુદ્ધ અને સાત્વિક આહારથી નભી શકે છે. આ પ્રમાણે માંસનો ખોરાક છોડી દેનાર માટે અન્નનો આધાર તો જોઇએ. આ રીતે જ્યારે મહા આરંભ છોડવો હોય ત્યારે જીવન નિર્વાહને માટે અલ્પારંભનો આશ્રય લીધા સિવાય ગૃહસ્થને માટે બીજો કોઇ માર્ગ નથી

ગાંધીજી મહા આરંભને છોડાવનારા છે, અને જે મહા આરંભને છોડે છે અને બીજાઓને તેથી છોડાવે છે તે અહિંસક છે. આ રીતે હિંસા ત્યાગવાની વાતનો સ્વીકાર કરવો એ જૈનદૃષ્ટિથી ખોટું કે પાપમય નથી આ વાતને સમજીને ખાદી અને ચરબી લાગેલું કાપડ એ બન્નેમા મહા આરંભ કયા વસ્ત્રમાં થાય છે, તેનો વિવેક રાખીને મહા આરંભવાળા કાર્યનો ત્યાગ કરશો તો કલ્યાણ થશે.



## પૂજ્ય શ્રી જવાહિરલાલજી મહારાજ સાહેબનું પ્રવચન *



### સ્તુતિ

એવી મતિ થઈ જાય દયામય, એવી મતિ થઈ જાય,
ત્રિભુવનની કલ્યાણ કામના, દિનદિન વધતી જાય દયામય
બીજાના સુખને સુખ સમજું, સુખનો કરું ઉપાય,
મારા દુખો મને સહું પણ, પરદુઃખ ના સહેવાય દયામય

આજે કંઈ વ્યાખ્યાન દેવાનો ખાસ વિષય નથી. પટેલ સાહેબ આવેલા છે તેથી થોડા શબ્દો કહેવા છે. તમે સહુ અહીં આવેલા છો, પણ શું કંઈ વસ્તુ લેવા આવ્યા છો? મારી પાસે એવી કઈ વસ્તુ છે? તમે મારી પાસે કંઈ લેવાને આવ્યા છો કે પટેલ સાહેબ આવેલા છે તેથી તેમની ખાતર તેમની સાથે આવેલા છો? એ વાતનો વિચાર કરજો. તમારું આવવું ખાલી ન જાય. પટેલ સાહેબ કેમ આવેલા છે? કઈ જગ્યાએ ગયેલા છે? તે જોઈને આ વાતનો વિચાર કરો કે પટેલ સાહેબને સાથ દેવા માટે આવેલાનું

* શ્રી ગાંધીજયંતિના ઉત્સવ નિમિત્તે રાજકોટ મુકામે પધારેલ સરદાર વલ્લભભાઈ પટેલ પૂજ્ય મહારાજ સાહેબ પાસે તા. ૧૩-૧૦-૩૬ના રોજ બપોરના ત્રણ વાગે પધાર્યા તે પ્રસંગનું પ્રવચન

શું કર્તવ્ય થઇ જાય છે. મેં સાંભળ્યું છે કે ગઇ કાલે ગાંધી જયંતિનો સંદેશો સંભળાવતા પટેલ સાહેબે કહ્યું હતું કે " રાજકોટનું જે ગૌરવ છે તે જોઇને મને આનંદ થાય છે, પરંતુ રાજકોટની દશા જોઇને ખેદ પણ થાય છે " આ રાજકોટમાં ગાંધીજીએ તેમનો બાલ્યકાળ વીતાવ્યો છે તેનું સ્મારક આજે પણ મોજુદ છે. આ રાજકોટમા બાલ્યકાળ વીતાવનાર ગાંધીજી આજે કેવું સાદુ જીવન વિતાવી રહ્યા છે! તેમણે પોતાના સાદા જીવનથી એ બતાવી આપ્યું છે કે સંસાર આડંબરનો ભૂખ્યો નથી, પરંતુ તેને સાદાઇ અને સદાચારની આવશ્યકતા છે. સદાચારનું પાલન કરવા સાથે સાદા બનીને જગતની સન્મુખ ઉભા રહેવું એ સૌથી ઉત્તમ વાત છે. આવું વર્તન કરવાવાળા પુરૂષ જો બોલે તો તો સારૂં છે; પરંતુ કદાચિત ન બોલે તો પણ તેમના દ્વારા જગતનું કલ્યાણ થાય છે, અકલ્યાણ થતુ નથી ગાંધીજી જેવા જગ પ્રસિદ્ધ પુરૂષ જેઓ રાજકોટમા બાલ્યવસ્થામાં રહ્યા હતા અને આજે સાદું જીવન વ્યતીત કરે છે તે પુરૂષના કથનની રાજકોટના વતનીઓ ઉપર અસર ન થાય તે વાસ્તવીક રીતે પટેલ સાહેબના કહેવા મુજબ ખેદની વાત થઇ જાય છે નારણદાસભાઇ કહેતા હતા કે " આપ આરંભ સમારંભનો વિચાર કરીને ખાદી અને મીલના કાપડનું અંતર બતાવો છો તે સાંભળીને સહુ લોકો વાહવાહ કરવા લાગે છે, પરંતુ તેનો કોઇ ક્રિયાત્મક પ્રભાવ દેખાતો નથી ખાદી સારી છે એમ માત્ર કહેવાથી શુ ફાયદો થાય ? " વાસ્તવીક રીતે જોવામાં આવે તો વાહવાહ કહેવાથી શુ લાભ થવાનો છે? આવી વાહવાહને માટે એક કવિએ કહ્યું છે કે " રીઝ પરવાને કો વાહવાહ બનાઇ હે ! " આવા લોકોએ પોતાના બચાવને માટે વાહવાહ શબ્દ બનાવી લીધો છે. ખાદી અને મીલના કાપડમાં શું તફાવત છે તે સાંભળીને ખાદીની પ્રશંસા કરી દેવાથી અને ખાદીને માટે

વાહ વાહ કહી દેવાથી ગરીબોને શું લાભ થવાનો છે? જેનો ત્યાગ કરવાથી તમારા પૈસા પણ બચે છે અને ગરીબોનું પાલન થાય છે તેમજ અહિંસાનું પણ પાલન થાય છે, તે મીલનું કાપડ જો તમે ન છોડી શકો અને એક પણ શરીર ઉપર તે કાપડ રહે તો તેથી ગાંધીજીની જયંતિ નથી ઉજવાતી, પરંતુ તેમની અવગણના થાય છે કોઇ એક પુરુષ જે ભારથી લાગી રહેલ હોય તેને ખુશ કરવા માટે વાહ વાહ કરો, પરંતુ તેનો ભાર ઓછો કરવામાં કોઇ રીતે મદદ ન આપો તો તેની પ્રશંસા કરો છો તે એક પ્રકારની નિંદા નથી તો બીજું શું છે? જો ગાંધીજીના જીવનની છાપ રાજકોટના વતનીઓ ઉપર પડી હોય અને રાજકોટના વતનીઓએ ગાંધીજીને કારણે રાજકોટને પાવન માન્યું હોય તો અહીંના વતનીઓ દ્વારા તેમની આ રીતે અવગણના ન થવી જોઇએ

કલ્યાણ માસિક પત્રમાં એક ચિત્ર આવેલું છે ચિત્રો જોવા કોને નથી ગમતા? પરંતુ આ ચિત્ર શું છે? કોઇ એક કારીગરની કારીગરી છે તેણે પોતાની કલ્પનાથી ચિત્ર દોર્યું છે વાસ્તવિક રીતે તેણે સુદામાને પણ જોયા નથી તેમજ કૃષ્ણને પણ જોયા નથી, પરંતુ કેવળ પોતાની કલ્પનાથી ચિત્ર દોર્યું છે આ પ્રમાણે કોઇ કારીગર એવું ચિત્ર દોરે કે જેમાં એક તરફ ગાંધીજીને આલેખે અને બીજી તરફ તેમના કાર્યને આલેખે એક તરફ ગાંધીજીનું વૃદ્ધ અને દુર્બલ શરીર હોય અને બીજી તરફ તેમનું કાર્ય હોય તો તે બન્નેમાંથી તમે કોને પસંદ કરશો? કલ્યાણ માસિકમાં સુદામા અને કૃષ્ણનું ચિત્ર છે, તે ચિત્ર જોઇને મુગ્ધ થશો? કે જેનું ચિત્ર છે તેના કાર્યને જોઇને મુગ્ધ થશો? કદાચ તમે કોઇ વ્યક્તિનું શરીર કે તેનું ચિત્ર જોયું હોય અને તે પર મુગ્ધ થઇ તેના કાર્યની પ્રશંસા કરવા માંડો અને તેના કાર્યને ન અપનાવો તો શું તે પુરુષની અવગણના નથી કરતા?

ભારતનું કલ્યાણ કેવલ ગાંધીજીને મારે વાહવાહ કરવાથી નહીં થાય તેઓ દેશના કાર્યનો જેટલો બોજો ઉપાડે છે તેમાંનો ભાગ ઉપાડવાથીજ ભારતનું કલ્યાણ થઇ શકશે. એમ સાંભળ્યું છે કે, ગઇ કાલે પટેલ સાહેબે કહ્યુ હતું કે, વર્ષા ઋતુમા તો ઘણા ડેડકા ઉત્પન્ન થઇને ડ્રાંઉ ડ્રાંઉ કરવા લાગે છે પરંતુ જ્યારે તાપ પડવા માંડે છે ત્યારે તેઓ અદ્રશ્ય થઇ જાય છે. એ પ્રમાણે જ્યારે આંદોલનનો મમય હોય છે ત્યારે તો ઘણા માણસો એમ કહેવા લાગે છે કે "અમે પણ દેશ ભક્ત છીએ," પરંતુ જ્યારે રચનાત્મક કાર્ય કરવાનો વખત આવે છે ત્યારે તે ભક્તો ક્યાં અદ્રશ્ય થઇ જાય છે? તે વખતે જોવામાં પણ આવતા નથી.

આ પ્રમાણે ગાંધીજીની વાહ વાહ કરવા તો ઘણા મનુષ્યો તૈયાર થાય છે, પરતુ તેમના ઉપદેશ અનુસાર કામ કરવા ઘણા થોડા મનુષ્યો તૈયાર થાય છે. રાજકોટ નીવાસીને હું એમ કહુ છું કે, જો તમે કેવલ વાહવાહ કરવામાંજ રહો તો તે ઘણી શરમની વાત છે અને તમારી સાથે મારા માટે પણ શરમની વાત બનશે, કેમકે હું પણ ભારતમાંજ જન્મેલો છું. હું એ જાણતો ન હતો કે કોઇ વખત હુ રાજકોટ જઇશ અને પટેલ સાહેબની મારે મુલાકાત થશે. પરંતુ કોણ જાણે કુદરત શું કાર્ય કરી રહેલ છે. અત્યારે હુ પણ રાજકોટમાં છું અને તેથી મારા માટે પણ એ શરમની વાત બનશે જો તમે ચરબી લાગેલ મીલના કપડાનો ત્યાગ કરો તો તમોને શુ નુકશાન થાય છે? શુ તેમ કરવામાં સરકાર તમને રોકે છે? સરકાર તરફથી એવી કોઇ અટકાયત નથી છતા પણ, જો કોઇ સરકારની બીકથી ચરબી લાગેલું કાપડ ન છોડે તો તેવા માણસો દેવાદિકના ઉપસર્ગ વખતે કેવી રીતે નિર્ભય રહી શકશે? જો તમે ચરબી લાગેલ કાપડ છોડી દ્યો અને ખાદી પહેરવા લાગો

તો તેમ કરવાથી જે આવા ગજા હશે તે કદિ પણ નાનાજ નહિ થાય અને કદાચ કોઇ ઠગ નાગાજ થશે તો પણ છેવટે તો ઠેકાણે આવવુંજ પડશે તમે નાગે ખાદી પહેરવામાં શા માટે ડરો છો? જો તમો બધા, સ્ત્રી અને પુરુષો એવો નિશ્ચય કરી લો - "અમે મીલનું ચરબી લાગેલ કાપડ નહી પહેરીએ" તો તેમ કરવાથી તમોને કાંઈ નુકશાન થાય છે? અથવા તો તમારૂં કાર્ય અટકી પડે છે? આ વાતને કોઇ સમજી શક્યા હો તો મીલનું કાપડ ત્યાગ કરવાની પ્રતિજ્ઞા કરી શકો છો એ ત્યાગ કેવળ દેખાદેખીથી ન થવો જોઇએ પરંતુ તત્ત્વને સમજીને વિચારીને ત્યાગ થવો જોઇએ તમારે એ વિચારવું જોઇએ કે જે દેશમાં તમે જન્મેલા છો જ્યાંના અન્ન, પાણી અને હવાથી તમારૂં શરીર પોષાએલું છે, તે દેશમાંજ ઉત્પન્ન થએલ વસ્તુઓ શિવાય બીજી વસ્તુઓનો તમારે ઉપભોગ ન કરવો જોઇએ તે વસ્તુથી તમારો જીવન નિર્વાહ બની શકે છે અને તેમ કરવાથી તમે મહા આરંભમાંથી પણ બચી જશો અને તમારૂં કાર્ય અલ્પારંભથી ચાલી શકશે આ સભા આસ્તિકોની છે અહીં બેઠેલા સર્વ માણસો એમ માને છે કે, 'અમે પરલોકથી આવેલા છીએ અને પરલોકમાં જવાનું છે' એમ તો માનો છો, પરંતુ તે માનવા સાથે તમારે એ પણ વિચારવું જોઇએ કે તમારૂં કર્તવ્ય શું છે? અને આ સંસારમાં આવીને તમે શું કર્યું છે? જ્યારે તમે એમ માનો છો કે 'અમે પરલોકથી આવેલા છીએ પરલોકમાં જવાના છીએ' તો તમારે મહા આરંભથી જેટલું બની શકે તેટલું બચવું જોઇએ તેમ કરવામાંજ તમારૂં કલ્યાણ છે



# સરદાર શ્રી વલ્લભભાઇ પટેલનું પ્રવચન.



આપ સહુના દર્શન કરવાથી મને ઘણો આનંદ થયો છે. સાધુ સંતોની સામે ઉભા રહીને ઉપદેશ આપવાની મને આદત પણ નથી અને મને અધિકાર પણ નથી. હું સંસારમાં રહેવાવાળો છું અને સંસાર પાપથી ભરેલો છે. ભારતમા જે એક મહા પુરુષ જન્મેલા છે તેનો હું સીપાહી છું અને તેમનો સદેશો ગામડે ગામડે પહોંચાડવા ફરું છું. અત્યારે તો હું તીર્થ સ્થાનમાં આવેલો છું. આ રાજકોટ શહેર તેમના વસવાટનુ સ્થાન છે. મને ખબર ન હતી કે મારે અહીં આવવું પડશે અને સતોના મુખથી આ ઉપદેશ સાંભળવાનું મળશે. પરંતુ આપણું ઉપદેશ સાંભળવું એવું ન થવું જોઇએ કે "કથા સુણીને ફૂટયા કાન તોય ન આવ્યું હૃદયે જ્ઞાન" આ જાતનો ઉપદેશ તમે રોજ સાંભળો છો, પરંતુ "મુખમાં રામ બગલમેં છૂરી" એ કહેવત અનુસાર વર્તન ન હોય તો આ બધી બ્હેનોના શરીર પરના વસ્ત્રો પરદેશી કેમ જોવામા આવે? ભારતની એ પદ્ધતિ છે કે પાપ ધોવા માટે ગગા સ્નાન કરવામાં આવે છે અથવા તો કેસરીયા નાથની યાત્રાએ જઇ આવે છે, અને સમજે છે કે અમારું પાપ ધોવાઇ ગયું હતુ. પરંતુ એ વિચાર ભૂલ ભરેલો છે. જે કર્મો કરવામાં આવે છે તે ભોગવવા જ પડે છે. તેથી કેવળ ઉપદેશ

પણ કાટવાથી અહિંસાનું પાલન કેવી રીતે થાય? આ દશામાં તમે અહિંસા પાળવાવાળા કેમ ગ્હો છો? સાચ્ચા અહિંસક માણસે રેંટીયો સજીવન કરીને એવો પ્રબંધ કર્યો કે ભુખે મરતા ઘણા માણસોને રોટલો મળી શકે

જે દેશમાં યાદવાસ્થળી ચાલી રહેલ છે તે દેશના માણસો ભારતના આ તપસ્વીને માટે કહે છે કે "તે કેવો વીર છે કે તલવાર બંદુક વગર સુલ્તનતને ધ્રુજાવી રહ્યો છે." જગતને એ પ્રેમ કરવાનું શીખવે છે અને કહે છે કે તે વગર કલ્યાણ નથી તેઓ એમ પણ માને છે કે "આ યાદવાસ્થળીને અટકાવવા વાળો ભારતમાં એકજ મહા પુરૂષ છે અને જ્યાંસુધી અમે તેણે બતાવેલા માર્ગે નહી ચાલીએ ત્યાંસુધી અમારૂં કલ્યાણ નહી થાય" આપણે માટે શાસ્ત્રમાં અહિંસાના પાલન માટે અનેક આદર્શ બતાવેલા છે પરંતુ તે પ્રત્યક્ષ નથી. અહિંસાનો આવો પ્રત્યક્ષ આદર્શ. જે તમારી સન્મુખ રાખે છે તેવી વાત ન માનશો તો તમારૂ કલ્યાણ કેવી રીતે થશે? તમે આ વાત નથી સમજ્યા. માત્ર એક કે બે માણસોએ ખાદી પહેરવાની પ્રતિજ્ઞા કરી તો તેથી એ સ્પષ્ટ થાય છે કે તમોને સંત કે ધર્મ પ્રત્યે બરાબર શ્રદ્ધા નથી અથવા તો તમારામાં અશક્તિ છે. જો તમારામા આવી અશક્તિ હોય તો જે ધર્મ શિર માટે પાળી શકાય છે તે ધર્મ તમે કેવી રીતે પાળી શકશો? તમે જે ઉપદેશ સાંભળો છો તેને પાળવાનો અભ્યાસ કરશો ત્યારેજ ઉપદેશ શ્રવણ સફળ થશે. આ પ્રમાણે સાધુ સંતોનું આવાગમન અને ઉપદેશ આપવાનું ત્યારેજ સફળ થાય કે જ્યારે તમે, એ ઉપદેશનું પાલન કરો ઉપદેશનું પાલન કરવાનો અભ્યાસ કરો

ભારતની રક્ષા સદા સ્ત્રીઓએજ કરેલી છે સ્ત્રીઓ જો ભારતની રક્ષા હવે નહિ કરશે તો પછી કોણ કરશે? પરંતુ આજે તો સ્ત્રીઓ

એવા મોહમા પડી ગયા છે કે પોતાના કર્તવ્યને પણ જોવામા નથી આવતુ પુરૂષો કરતા સ્ત્રીઓ ઉપર વધારે જવાબદારી છે તેથી સ્ત્રીઓએ વિચારવુ જોઇએ કે જે “અમે ખાદી પહેરશુ તો ખાદીમા ખર્ચાએલા પૈસા ગરીબોને મળશે અને તે વડે તેમનુ પેટ ભરાશે જો ખાદી નહિં પહેરવામા આવે તો થોડા લોકો કરોડપતિ થઇ જશે અને તેઓ કરોડપતિ થઇને મોટર ખરીદશે અને એ પ્રમાણે એવા [illegible] કરશે કે જેમા મોટા પાપ થશે જેમ હજારો મેંઢામા બે ચાર સિંહ વસતા હોય તેવુ સામાન્ય વર્ગની પ્રજામા બે ચાર કરોડપતિનુ બનવુ થશે હજારો મેંઢામા રહેવાવાળા બે ચાર સિંહોની શુ શોભા હોય છે? બહાદુરી તો ત્યારેજ કહેવાય કે જ્યારે હજારો વીરોમા સિંહ વસે મેંઢા મધ્યમા રહેવુ તે બહાદુરી નથી અને તેની સાથે રહેવાથી મેંઢાને પણ કાંઇ લાભ થવાનો નથી, બલ્કે એ હજારો મેંઢામા રહેવાવાળા સિંહ હરરોજ બે ચાર મેંઢાનો શિકાર કરી નાખશે આ રીતે કરોડો ભુખે મરતા મનુષ્યોની વચ્ચે બે ચાર કરોડપતિ હોય તેથી કશો લાભ નથી

જૈન ધર્મ કોઇ એક જાતિનો નથી સર્વ મનુષ્યો જૈન થઇ શકે છે તેમા સ્પૃશ્ય અસ્પૃશ્યનો ભેદ નથી પરંતુ જે આત્માને જાણે છે તે જૈન છે તેથીજ આ ધર્મની સમીપ [illegible], ગોત્ર કે નાના મોટા સર્વ સમાન છે તેમા જાતિ કે પંક્તિનો ભેદ નથી પરંતુ આજે એવુ છે કે જૈન મંદિર અથવા જૈનઉપાશ્રયમા અસ્પૃશ્યો આવી શકતા નથી હિંદુ ધર્મની આ કુરીતિનો જૈન ધર્મીઓએ પણ સ્વીકાર કર્યો છે તમારે એ કુરીતી કાઢી નાખવી જોઇએ કેમ પણ મનુષ્યો અસ્પૃશ્ય ગણવા એ તો તિરસ્કાર છે આ તિરસ્કારથી તેને [illegible] પણ અધિક દુઃખ થાય છે

આ તિરસ્કાર શરીરનો નથી પરંતુ તે શરીરમાં રહેલા આત્માનો થાય છે. શરીરમાંથી આત્મા ચાલ્યા ગયા પછી બધા અસ્પૃશ્યજ બની જાય છે તો પછી આત્મા હોવા છતાં કોઇનુ પણ અપમાન કરવુ તે ઇશ્વરી અશનું અપમાન કરવા બરાબર છે.

આપણે સહુ આ સંસારમાં છીએ અને અત્યારે તો હું એવા તીર્થ સ્થાનમા આવેલો છુ કે જ્યાં એ મોટો જૈન થયો છે કે જે જૈન ન હોવા છતા પણ મન, વચન અને કાયાથી જૈન ધર્મનું પાલન કરી રહ્યો છે. એ મહા પુરૂષના જીવનનું અનુકરણ કરીને તમારે કાઇ પણ પ્રતિજ્ઞા કરવી જોઇએ. તેમ કરવાથી તમારાં સાધુ દર્શન અને ઉપદેશ શ્રવણ સફળ થશે. આટલુ કહીને તમોને તેમજ મને એવી દ્રઢતા પ્રાપ્ત થાઓ એ ભાવના સાથે હુ વિરમુ છુ



# મહાત્માજીનું મિલન*



મારે તમને એક વાત કહેવી છે આ વાત જો કે મોડી યાદ આવી છે, છતા તે કહેવા યોગ્ય હોવાથી થોડામા કહું છુ —

કાલે ગાધીજી સવારે આવ્યા અને સાજે પાછા ગયા તેમને જોવા માટે અનેક લોકો ગયા હશે પણ જે લોકો ગયા હતા તેમને હું પૂછુ છુ કે, તેઓએ તેમનામા શુ જોયુ ? તેમનું સ્થૂલ શરીર કે તેમનું કાર્ય ?

આજે ગાધીજી સુધારક કે મહાપુરુષ મનાય છે, તે તેમના સ્થૂલ શરીરને લીધે કે તેમના કાર્યને લીધે ?

જ્યારે ગાધીજી અહીં બીજી વખતે પણ આવ્યા હતા મે તેમની સાદાઇ જોઇ કે, તેમણે નાનકડુ પચીયુ તો પહેરેલુ હતું અને થોડુ કપડુ શરીર ઉપર ઓઢેલુ હતું આ તેમની કેટલી સાદાઇ ! આ સાદાઇને માટે જ લોકો તેમને જોવા જાય છે અને તેમને એટલા બધા ઘેરી લે છે કે, તેઓ કહેતા હતા કે, "વ્યાખ્યાનમા હુ કેવી રીતે આવું ! લોકો મને જ પીને બેસવા જ દેતા નથી !" આ પ્રમાણે

* મહાત્મા ગાંધીજી પોતાના રાજકોટના પ્રવાસ દરમ્યાન તા ૨૯-૧૦-૩૬ ને દિવસે પૂજ્ય મહારાજશ્રીની મુલાકાતે ભોજનશાળામાં પધારતાં તે પ્રસગને અનુસરી બીજે દિવસે ગાંધીજીના જીવન ઉપર પૂજ્યશ્રીએ દર્શાવેલા વિચારો

થાય છે અને અહિંસાનું પાલન થાય છે તે વાત ગાંધીજી પાસેથી મળી છે માટે તેમને જોવા અને તેમણે કહેલાં કાર્યોને અપનાવવાં જોઇએ એમાં કલ્યાણ છે. ત્રણ પ્રકારના લોકો તો આ પ્રકારના હોય છે પણ ચોથા પ્રકારના લોકો એવા હોય છે કે, તેઓ ગાંધીજીના શરીરને પણ દેખતા નથી તેમ તેમના કાર્યને પણ અનુસરતા નથી ઊલટું ગાંધીજીની નિંદા કરે છે અને ગાંધીજીએ જ અમારું અહિત કર્યું છે એમ છાતી ઠોકીને કહ્યા કરે છે.

સંસારમાં આ ચાર પ્રકારના માણસો હોય છે એમ ભગવાન કહી જ ગયા છે, પરંતુ તમે કઇ શ્રેણીમાં રહેશો એનો તમે પોતે વિચાર કરો.

જેમની પાસે ત્યાગ લેવાથી ગાધીજી માંસ, મદિરા અને પરસ્ત્રીના સેવનથી બચી શકયા અને એ કારણે ગાંધીજી જે મહાત્માનો ઉપકાર માને છે તેમના તમે શિષ્યો હોવા છતાં પણ જો કેવળ શરીરના રૂપને જ જુઓ અને ગુણોને ન જુઓ તો એમ જોવા માત્રથી શું વળવાનું છે? તમે જેમને તમારા ગુરુ કહો છો તેમની પાસે ત્યાગ ધારણ કરી ગાંધીજી પોતાને સુરક્ષિત રાખી શકયા અને એકવાર લીધેલો ત્યાગ તેમણે દૃઢતાપૂર્વક પાળી બતાવ્યો પણ તમે કેવળ ઉપદેશ સાંભળીને જ બેઠા રહો અને કાર્યમાં ન ઉતારો તો તમે કેવળ રૂપને જ જુઓ છો, ગુણને જોતા નથી એમ કહેવાય. ગાંધીજી પોતે પણ જે મહાત્માનો ઉપકાર માને છે એ મહાત્માના શિષ્ય હોવા છતાં પણ જો તમે અહિસાને વધારનારી વાતોને જીવનમાં ન ઉતારો તો તમને શું કહેવું? તમે દિવસ અને રાત ઉપદેશ સાંભળો છો, અને એ માટે દૂરદૂરથી ઉપદેશ સાંભળવા આવો છો તેમ છતાં તમારા હૃદયમાં અહિસાને વધારનારી વાતો ઉતરતી નથી એનું શું કારણ? અને ગાંધીજીએ એક જ વારના ઉપદેશને સદાને માટે હૃદયમાં

સ્થાન આપ્યુ તથા ઉપદેશ તથા ત્યાગ વિરુદ્ધ કામ કરવાના કટોકટીના પ્રસગો આવ્યા છતા પોતાની પ્રતિજ્ઞા ઉપર દૃઢ રહ્યા તેનુ શુ કારણ? એનો જરા વિચાર કરો તો તમને જણાશે કે, તેમના હૃદયમા સાચી સાધુતા પ્રતિ સાચી શ્રદ્ધા અને સાચો પ્રેમ છે તેઓ કાલે અહીં આવ્યા હતા, ત્યારે કહેતા હતા કે, "જો કે મારો સમય ન હતો પણ જ્યારે હુ અહીં આવ્યો છુ ત્યારે તમને મળ્યા વિના કેમ જઇ શકુ" તેમના આ કથન ઉપરથી જણાય છે કે, તેમના હૃદયમા સાચા સાધુ-સતો પ્રતિ કેવુ સ્થાન છે! તમારામા આ પ્રકારની શ્રદ્ધાની ખામી છે અને આ જ કારણે અહિંસાની વાત તમારા હૃદયમા સ્થાન પામતી નથી અને જેમને તમે ગુરુ કહો છો તેમણે અહિંસા વિષે વારવાર આપેલો ઉપદેશ પણ પ્રાય વ્યર્થ થાય છે

કહેવાનો આશય એ છે કે, તમે કેવળ બહારના શરીરને જોવામા જ ન રહો પણ ગુણને પણ જુઓ અને એ ગુણને જીવનમા ઉતારવાનો પ્રયત્ન પણ કરો! જે અહિંસાનો પ્રચાર કરે છે તેમને ભૂલી ન જાઓ! ગાધીજીને માનનારાઓ કે જેમની પાસે ગાધીજીએ માસ-મદિરા આદિનો ત્યાગ લીધો હતો એ મહાત્માઓને માનનારાઓ હોવા છતા પણ જો તમે લોકોએ ચરબીના વસ્ત્રોનો ત્યાગ કર્યો નહિ તો વાસ્તવમા તમે ગાધીજીને સમજી શક્યા નથી, તમારા ગુરુને પણ સમજી શક્યા નથી, અહિંસાને પણ સમજી શક્યા નથી, અને ભગવાન મહાવીરને પણ સમજી શક્યા નથી ભલે ગાધીજી હોય કે બીજુ કોઇ હોય પણ ભગવાન મહાવીરે તો કહ્યુ છે કે, "જેઓ અહિંસાનો પ્રચાર કરે છે તેમનુ કહ્યુ માનવુ, અને તેમના ઉપદેશને હૃદયમા ઉતારવો એ કર્તવ્ય છે"

ચરબીના વસ્ત્રોનો તમારી પાસે ત્યાગ કરાવવામા સાધુ-સતોની જવાબદારી વિશેષ છે જ્યારે સાધુ-સતો પોતે પોતાની જવાબદારીને

સમજે ત્યારે જ અહિસાનુ પાલન થઇ શકે છે અને તમારી પાસે ચરબીનાં વસ્ત્રાનો ત્યાગ કરાવી શકે છે. પણ જ્યાં સુધી પોતે જ ચરબીનાં વસ્ત્રા છોડે નહિ ત્યાં સુધી બીજાને ચરબીનાં વસ્ત્રાને છોડાવી પણ કેમ શકે! અને તેમના ઉપદેશની અસર પણ શું પડે! ગાંધીજી જો પોતે ચરબીનાં વસ્ત્રા પહેરે અને બીજાને તેનો ત્યાગ કરવાનુ કહે તો શું તેમના કથનની લોકો ઉપર અસર થાય ખરી? આ જ પ્રમાણે સાધુ લોકો જ્યા સુધી પોતે જ ચરબીનાં વસ્ત્રોનો ત્યાગ કરે નહિ ત્યાં સુધી તેમના ઉપદેશની અસર કાંઇ પડી શકે નહિ! કોઇ એમ કહે કે, સાધુ લોકો તો ગૃહસ્થોને ત્યાથી કપડાં લાવે છે એટલા માટે તેમને જેવાં કપડાં મળે છે તેવાં જ તેમને પહેરવા પડે છે; પણ જ્યારે ચરબીનાં વસ્ત્રા મળે છે ત્યારે શું તપાસ કરવાથી ચરબી વિનાના ખાદીનાં વસ્ત્રો નથી મળતાં શુ? મળે છે. એટલા માટે સાધુઓએ સર્વ પ્રથમ ચરબીનાં વસ્ત્રાનો ત્યાગ કરવો જોઇએ અને પછી લોકોને ચરબીના વસ્ત્રાનો ત્યાગ કરવાનો ઉપદેશ આપવો જોઇએ જે ચરબીનાં વસ્ત્રા માટે ઘોર હિંસા કરવામાં આવે છે એ વસ્ત્રાનો ત્યાગ કરો એજ તમારા માટે ઉચિત છે. જો અહિંસા અને ભગવાન મહાવીરને તમે સમજ્યા છો તો તમારે ચરબીનાં વસ્ત્રોનો ત્યાગ કરવો જ જોઇએ. ચરબીના વસ્ત્રાનો ત્યાગ કરવાથી સ્વાર્થ સાથે પરમાર્થ પણ સધાય છે. જીવનમાં સાદાઇ આવે છે, અને અહિંસાનુ પાલન પણ થાય છે. ચરબીનાં વસ્ત્રા માટે કેવાં કેવા હત્યાકાંડો થાય છે એ જાણવા છતા એવાં વસ્ત્રાને વાપરવાં તે અહિસાની અવહેલના કરવા બરાબર છે.

કેટલાક લોકો એમ કહે છે કે, અમારી પાસે પહેલાના મીલનાં કપડાં પડયાં છે તેને તો અમે પહેરી નાંખીએ? પણ અહિંસાની આરાધના માટે શુ એ વસ્ત્રાનો ત્યાગ થઇ શકે નહિ? એવાં કપડાંનો મમત્વ ભાવ ઉતરી ન શકે? જો બધા લોકો એમ કહેવા લાગે કે,

અમે પહેરવાના કપડા પહેરી શકીએ તો તો ઘણા લોકો પાસે એવા મીલના કપડાંનો એટલો બધો જથ્થો છે કે તેમની આખી જીંદગી માટે પૂરતા છે। આવી રીતે તો તેઓ આખી જીંદગીભર એ વસ્ત્રો માટે થતી હિંસાના પાપને છોડી શકે નહિ। એટલા માટે અહિંસાની રક્ષા માટે આવા હિંસાવર્ધક ચરબીના વસ્ત્રોનો ત્યાગ કરવો જોઈએ જેમ અહિંસાની રક્ષા માટે ચરબીના વસ્ત્રો ત્યાજ્ય છે તેમ રેશમી વસ્ત્રો પણ ત્યાજ્ય છે

એવું સાંભળ્યું છે કે, એક ગજ રેશમી કપડાને માટે હજારો જીવિત કીડાઓને ગરમ પાણીમાં નાખી મારી નાખવામાં આવે છે તમે ભગવાન મહાવીરના શિષ્ય અને અહિંસાના ઉપાસક હો માટે આવી પાપપૂર્ણ ચીજોનો ત્યાગ કરવામાં જ તમારું કલ્યાણ અને ભગવાન મહાવીર તથા અહિંસાની ઉપાસના રહેલી છે

